શ્રી સંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# જૈન કોન્ફરન્સની

## કવિતા.

અને

## જૈન બાળાઓને ગાવાનાં ગીત.

રચનાર

અધ્યાપક કેશવલાલ શીવરામ

પ્રસિદ્ધ કરનાર

જયંતીલાલ કેશવલાલ અધ્યાપક.

આવૃત્તિ ૧ લી                પ્રત ૩,૦૦૦



અમદાવાદ—'એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ' માં

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપી.

સંવત ૧૯૫૯                સને ૧૯૦૩

કિંમત રૂ. ૦-૨-૦

# अर्पण पत्रिका.

અક્ષુદ્રાદી શ્રાધ ગુણાલંકૃત—

## શેઠસાહેબ કાળીદાસ ઉમાભાઇ હઠીસંઘ.

આપના પિતામહ શેઠ હઠીસંઘ કેશરીસંઘે રાજનગરની વાડીમાં શ્રી ધર્મનાથજીનો બાવન જીનાલયવાળો સુર વિમાન સદ્દશ્ય પ્રાસાદ બંધાવી અંજનશલાકા પ્રમુખ ઉત્તમ કૃત્યો કર્યાં છે; વળી તેઉ સાહેબની પાછળ એમનાં ધર્મપત્નિ અને એમના વિનીત સુપુત્ર ને આપના પિતાજીએ શ્રી સમતશીખરજી વિગેરે મોટા તીર્થોના સંઘ ચલાવી જૈની ભાઇઓને તીર્થયાત્રાઓ કરાવી છે એટલુંજ નહી પણ તીર્થમાર્ગે અનેક ધર્મશાળાઓ બંધાવી સાધર્મીઓને આશ્રય આપ્યો છે વળી ઘણા સ્વામીવત્સળો કરી પુન્ય ઉપાર્જન કર્યું છે. વળી આપના પિતાજીએ સંવત ૧૯૧૫ ની સાલમાં મારા પિતાને પાટણથી તેડાવી નેકનામદાર સખાવત બહાદુર શેઠાણી હરકોરબાઇ તથા રાવબહાદુર શેઠ મગનભાઇ કરમચંદના માતુશ્રી શેઠાણીજોઇતીબાઇની જૈનશાળા સ્થાપન કરી તેમાં જૈન અધ્યાપક પદ આપ્યું. વળી આપ મને તથા મારા પુત્રોને પણ અનેક પ્રકારે આશ્રય આપો છો. ઇત્યાદિ આપના પૂર્વજોના તથા આપના ઉદાર ગુણોથી આ મારી રચેલી કવિતા આપને અર્પણ કરૂંછું, તે કૃપા કરી સ્વીકારશોજી.

અમદાવાદ.
મીતી ભાદરવા વદી ૧૦

લી.
સદરહુ જૈનશાળાનો માજી જૈન અધ્યાપક
**કેશવલાલ શિવરામ.**

# શ્રી.

# જૈન શ્વેતાંબર કોન્ફરન્સની

## કવિતા ૧ લી.

### મંગળાચરણ.

### રગ સારંગ.

સુણ સજ્જન સંધ્યા સમય સેલને સારૂ—એ રાહ.

શ્રી ગોડી પાર્શ્વજીનેશ્વર પદકજ વંદી,
અત્રે સેવક એકત્ર થયા આનંદી;
કરીએ વિભુ વિજય અમારો વિઘન વિદારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૧
મુંબઇ બંદર અંદર મંદિર મનહર છે,
જેની સુરવર ઘરથી શોભા સુંદર છે;
એમાં મુળ નાયક મુર્તિ મોહનગારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૨
ખ્યાતી ખટ દર્શન ધીર વીરતા વ્યાપી,
પ્રભુ કર્મ સુભટનું ઝપટ કટક ઝટ કાપી;
સત્તા ધારી સૌ સ્તવના કરે તમારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૩
હરીહરને હરાવનારો મોહ હરાવ્યો,
નિજ વિજય વાવટો શિવપુર નગર ચઢાવ્યો;
અનુકરણ આપનું કરી થવું આભારી.

શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૪

ઢઢ્ઢાને ઘોકે આળસ ઉંઘ ઉડાડી,
હૈયે હીમત આપી હઠવાદ હઠાડી;
તે પણુ યુધ્ધે ઉતર્યા કરી તૈયારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૫

મળી પ્રથમ ફળોધી તિર્થે હાસ્ય તમારા,
કરી કોન્ફરન્સ આ સભાસદો થૈં સારા;
છે દ્વિતીય વખત મુંબઇ દરશન દેનારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૬

ગુણુવંત ગવરનર જનરલ તણા ઝવેરી,
જૈનીના ઝગડા જીત્યા ચડી કચેરી;
એ જૈન સૈનની લેઇ સારા સરદારી;
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૭

ધન વીરચંદ ધનવત પ્રમુખ પદ પામ્યા,
વળી ફકીરચંદ મંત્રીશ્વરના જસ ઝામ્યા;
આગતા સ્વાગતા કરે સર્વની સારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૮

અભિમાન અનીતિ અનર્થ અરી અમારા,
કુસંપ કુધારા વેર વિરોધ વધાર્યા;
સાબાશી લઇ શું એ શત્રુ સંહારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૯

બખતર ધર્માભિમાન તણું ધરીએ છે,
એકયતા લઇ આ યુદ્ધ યુદ્ધ કરીએ છે;
ખુબ લડે અડગ રહી ક્ષમા ખડગ કર ધારી,

શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૧૦
વચનામૃત વક્તા વદન વિધુથી વરશે,
દઇ ધર્મ જીવન કઇ મૃતક સજીવન કરશે;
આ ભર્ત્તભૂમિમાં ભ્રાતૃ ભાવ વધારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૧૧
સાસન દેવી પદ્માવતી આપ પ્રતાપે,
અહીં પાસજક્ષ ધરણેંદ્રવિજય જસ આપે;
સારા ધારા કરવાની ધારણા ધારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૧૨
શ્રી જૈન શ્વેતાંમબ્ર કોન્ફરન્સ કરજોડી,
પરમેષ્ટી પ્રણમી પ્રારંભે છળ છોડી;
નિજ અસલ તણું ક્ષત્રીવટ સૌ સંભારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૧૩
સંગ્રામ તણા ગુણ ગ્રામ ગ્રંથ ગુંથાશે,
શિવસુત કેશવથી રસમય કાવ્ય રચાશે;
વાંચી બ્યંઢળને ચઢે વીરતા વારી,
શ્રી જીન સાસનની જે બોલે નરનારી. ૧૪

---

## કવિતા ૨ જી.

### રાગ સારંગ.

નહિં ખાય પીએ રાત દિવસ વદે વાતજ એક મહેશની–એ રાહ.

પ્રણમી પ્હેલાં, ગોડી પાર્શ્વ પ્રભુજી પરમ ઉપગારી;
વિક્રમ બ્હેલાં, જૈન શ્વેતાંબર કોન્ફરન્સ કરનારી. ટેક.

જીરણુ જિન ચૈત્ય નવીન થાશે, વળી પુસ્તક સઘળાં સચવાશે;
ધન ખરે ઠેકાણે ખરચાશે. પ્રણુમી. ૧
જે ધરમાદા ધનનાં ખાતાં, વિવેકે જ્યાં નથી વપરાતાં;
થશે યોગ્ય વ્યવસ્થા આ થાતાં. પ્રણુમી. ૨
જે જગમાં જૈની નામ ધરે, અણુ ખપતી વસ્તુ ખાય ખરે;
સુધરે એવા સૌ સંપ કરે. પ્રણુમી. ૩
વળી વેશ વિડંબક નર ડરશે, અઘટીત આચરણુ ન આચરશે;
સારે રસ્તે સૌ સંચરશે. પ્રણુમી. ૪
સંસારીક ધર્મ તણા ધારા, સૌ લાયક સુખદાયક સારા;
પ્રભુ આપ કૃપાએ કરનારા. પ્રણુમી. ૫
નિરાશ્રિતને આશ્રય મળશે, જડમાં વિદ્યા જળ જળહળશે;
ભિક્ષુક પણુ ઉદ્યમમાં ભળશે. પ્રણુમી. ૬
**પ્રતિનિધિ** વિચારો પુષ્પ તણી, બહુ શોભિત મનહર માળ બણી;
**કરી ગુલાબચંદજીએ** ગુંથણી. પ્રણુમી. ૭
પરસ્પર વરતી સૌ પ્રીતીએ, નિત નિજ ધન વાવરશે નીતિએ;
શ્રાવક ચડશે ઉત્તમ સ્થીતીએ. પ્રણુમી. ૮
કવિની કવિતાની કદર કરશે, શોધી સાચા ગુણ સંઘરશે;
**શિવસુત કેશવ** વસુ વાવરશે. પ્રણુમી. ૯

---

## કવિતા ૩ જી.

### શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો. એ રાહ.

પ્રભુ પ્રણિપત કરી કોન્ફરન્સ ભરી,
કોન્ફરન્સ ભરી, ઉછરંગ ધરી. પ્રભુ૦

જય જય જય શ્વેતાંબરી જડમતી હરી જરૂર;
આપો ઉત્તમ પદ અને, સત્ય ધર્મનું શૂરં.
ગુણનીધી ગણાઇ બાઇ સુકમાઇ તું કરી;
શૂરવીરમાં વીર છાપ ખરી. પ્રભુ૦
મુંબઇ નગરીમાં મળ્યો, શ્રાવક તણો સમાજ;
કે જીન જન્મ મહોત્સવે, સુરગીરી પર સુરરાજ.
વિબુધનાં વિવિધ વચન, વાજીંત્ર વાગેરે;
પ્રતિનીધીનાં પ્રસન્ન વદન, ભાવટ ભાગેરે.
કુળવંતા શ્રાવક કઇ, વળી વડા વિદ્વાન;
ભકિત કરવામાં ભળ્યા, ઓપે અમર સમાન.
વિસ્તરે વિશેષ વિજય દેશમાં વિદેશમાં;
શિવસુત કેશવ કહે કાવ્યે કરી. પ્રભુ૦

---

## શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ( સમાજ ) ના વ્યવસ્થાપક સદ્‌ગ્રહસ્થોને વિજ્ઞપ્તિ.

### કવિતા ૪ થી.

સૈયર સુખકર સંસાર, શિયળ ભૂષણ સજીએ, (એ રાહ. )
શ્વેતાંબર જૈન સમાજ, મુંબઈમાં મળશે,
રચશે શ્રાવક સુરીવાજ, સવી સંકટ ટળશે; ( એ ટેક. )
જયપુર વાસી ગુલાબચંદે, પૂરણ લઇ પ્રયાસરે,
એમ્ એ. ની પદવી પામ્યા, કરી ઇંગ્રેજી અભ્યાસ. મું ૧
ઢઢ્ઢાએ[1] ઢઢ્ઢાને[2] કરવા, વૃહસ્પતિ સમ વિદ્વાનરે;

---

૧, શેઠ ગુલાબચંદ ઢઢ્ઢાએ. ૨. મુખને.

**જૈની શ્વેતાંબરની સ્થાપી** સમાજ આ શુભ ધ્યાન. મું. ૨
જૈની જનમન નંદન વદનમાં, સંપ કલ્પદ્રુમ સારરે:
પ્રથમ ફ્રુબોધી તીર્થે વાવી, અધિક કર્યો ઉપકાર મું. ૩
સારાં શેહેરોમાં જઇ સીંચ્યું, બાપનુ જળ ભરપૂરરે;
આર્ય જનો અંતરમાં ઉગ્યો, ઐક્યલતા અંકુર. મું. ૪
વૃદ્ધ શ્રીમાળી વિનીત વિચક્ષણ, વિરચંદ વડ વીરરે;
**દીપચંદ** કુળ દીપક પ્રગટયા, સાગર સમ ગંભીર. મું. ૫
ઝાઝાં દુકાળીઆં જીવાડયાં, આપી અન્ન આધારરે;
**સી. આઇ. ઈ.** ઇલકાબ સમર્પે, સન્માની સરકાર. મું. ૬
જૈન પાઠશાળાઓ સ્થાપી, દે વિધાનું દાનરે;
**અમદાવાદ** નિવાસી ઉત્તમ, અલ્પ નહિ અભિમાન. મું. ૭
શ્રાવકનાં જે મુખ્ય શેહેર છે, એના આગેવાનરે;
**હઠ્ઠા** સાથે લેઇ પધાર્યા, શેઠ તણે સુભ સ્થાન મું. ૮
**મુંબઈ** નગરીમાં મેળવવી, **શ્વેતાંબરી સમાજરે**,
નિર્મળ મનથી નિરધારયું છે, આ અતિ ઉત્તમ કાજ. મું. ૯
સ્વાગત મંડળમાં સ્થાપ્યા છે, પ્રમુખ પદે વડવીરરે;
ભ્રાતૃ ભાવથી ભકિત કરશે, સાધર્મી ધરી ધીર. મું. ૧૦
**પ્રેમચંદ** સુત **ફ્કીરચંદ**ને, મંત્રી ઠરાવ્યા મૂખ્યરે;
ધર્મ ધામ બાંધી તસ તાતે, સૌને આપ્યું સુખ મું. ૧૧
કોલેજ આદી કેળવણીનાં, મોટાં કર્યાં મકાનરે;
અમર વિમાન ગયાં આકાશે, ઉતરેથી અભિમાન. મું. ૧૨
જૈનોની વસ્તી જ્યાં છે ત્યાં, પ્રિતે લખીયા પત્રરે;
પધારશે પ્રતિનિધીને પંડીત, સંઘ તણા સરવત્ર. મું. ૧૩

કોટ તણા મેદાન માંહિ, મંડપ રચના રચનારરે;
જોયો હોય તોપણ જઇ જોજો, એ દીલ્લી દરબાર. મું. ૧૪
**કરઝન**[1] સમ **કરઝન** સાહેબના, ઝવેરી જે જસવંતરે;
જૈન સભાના પ્રમુખ સ્થાનને, શોભાવશે શ્રીમંત. મું. ૧૫
હતો સુવર સંહારક સંચો, **સમતશીખર** ગીરી પાસરે;
બંધ કરાવી **રાય બહાદુરે** બાંધ્યું પૂન્ય પ્રકાસ. મું. ૧૬
**કલકત્તા** વાસી ગુણ રાસી, **બાબુ બદ્રીદાસરે**;
સૂરજ સમ નિજ વચન કીરણથી, કરશે અધીક ઉજાસ. મું. ૧૭
**કુમારપાળ** તણા **પાટણના**, શ્રાવકનો સમુદાયરે;
**જૈન સમાજે** સરસ શોભશે, જેમ સોલંકી રાય.[2] મું. ૧૮
આધ આવશે રાજ નગરના, મહરાણા[3] મનમાનરે;
પૂન્યવંત પાલણપુર શ્રાવક, દીપશે જેમ દીવાન. મું. ૧૯
ધર્મ રસિલા રાધનપુરના, શ્રાવક તણો સમુહરે;
ભાવનગરના શ્રાવક રચશે, વિદ્વાનોથી વ્યુહ. મું. ૨૦
શૂરવીર મુંબાઇના શ્રાવક, સેનાપતી સમાનરે;
ઇત્યાદી શેહેરોના શ્રાવક, વાસવ સમ વસુવાન. મું. ૨૧
**કળીકાળસર્વજ્ઞ** બીરૂદ ધર, **હેમચંદ્ર** મહારાજરે;
**જૈની કરીયા વિપ્ર શ્રીમાળી**, જુઓ **ભોજકો** આજ. મું. ૨૦
એ જ્ઞાતીના પ્રતિનિધીને, કર્યું ન તેડું કેમરે ?
જૈન ધરમ જળથી **ભોજક** મીન, અલગ કરો નહી એમ. મું. ૨૦
જમતાં જુદા બેસારી નથી, પામ્યા શું સંતોષરે;

---

૧ કલકત્તાના ગવરનર જનરલ લોર્ડ કરઝન.
૨ કુમારપાળનો વંશ. ૩ સીસોદીઆ રાણા.

તેડામાંથી પણ ટાળો છો, એ મોટો અફસોસ. મું. ૨૪
મન માન્યાં મનમોહન મંત્રી, નીરમળ કરીએ ન્યાયરે,
જૈનીને જય જીનેંદ્ર લખતાં, જૈનીનું શું જાય; મું. ૨૫
તિર્યંચોને પણ સાધરમી, ગણેલ વાંચો ગ્રંથરે.
વણીક નથી તેથી શું વિસર્યા, પાળક **શ્રી જીનપંથ,** મું. ૨૬
**જૈન બ્રાહ્મણો ભોજક** જાણો, પ્રતિનીધી પ્રેસીડંટરે;
**સંઘ તણો શરણગાર ભોજકો,** ગજેંદ્રને જેમ **ઘંટ,** મું. ૨૭
**ભોજક**ને ભાષણ કરવાનો, આપો કંઇ અવકાસરે;
નિજ જ્ઞાતીનું સુખ દુઃખ ગાવા, આપ કને છે આશ, મું. ૨૮
**સનાત્ર પુજા પ્રમુખ ધર્મની, ક્રીયા કરાવણહારરે,**
ભાવ વૃદ્ધિ કારક **ભોજક** જન, **જીન ગુણના ગાનાર** મું. ૨૯
કુંજર શ્રાવક મુખથી પડે કણ, ઓછો ન થાય આહારરે;
કીડી સમ **ભોજક** જ્ઞાતી સૌ, પોષે નિજ પરીવાર, મું. ૩૦
વિધીએ વિવાહ કરાવવાનો, આપોને અધીકારરે;
**શિવસુત કેશવ જૈન શાસ્ત્રના, સાચવશે સંસ્કાર, મું. ૩૧**

---

## કવિતા ૫ મી.

**સૂરી મૂખ સાંભળી શ્રીજીન વાણી. ( એ રાહ )**

જાુએ જરા જૈનીઓ આંખ્ય ઉઘાડી,
ગયા આપથી અન્ય અગાડી; જાુએ-( ટેક )
ઇંગ્લીશ અમલ આદીત્ય ઉદય આ,
કરૂણા કીરણ કર કાઢી;
પ્રજા રૂપી કરે પદ્મ પ્રફૂલીત,

અનરથ ટાઢય ઉડાડી. જુએ. ૧
ઉચરે આરતી ન્યાય નીલયમાં,
અદલનો ઘંટ વગાડી;
ન્યાયાધીશે નિજ ન્યાય પ્રશાદી,
ચતુર મનુષ્યને ચખાડી. જુએ. ૨
લાંચીયા ચોર જુગારી લુટારા,
લંપટ મુર્ખ લખાડી;
બ્રીટીશ રાજ્ય પ્રચંડ પ્રતાપે,
ધુચડ એ નાંખ્યા ઘટાડી. જુએ. ૩
અન્ય પ્રજા ઉંચી પાયરી પામી,
જૈની પ્રમાદે પછાડી;
જૈન શ્વેતાંબરી આધ સમાજે,
જૈનીની જ્યોત જગાડી. જુએ. ૪
વસ્તુપાળ તેજપાળ વિમળશાનાં,
દેહરાંઓ દેછે દેખાડી;
જૈની હતા મોટા રાજ્યના મંત્રી,
હાલમાં નાખ્યા હઠાડી. જુએ. ૫
કઇક ઉદર ભરે નામના શ્રાવક,
નિત નિજ તન નચાડી;
ક્યાં થકી એવા આવે ઉંચી સ્થીતીએ,
વણીક વિધા વણસાડી. જુએ. ૬
ધર્મ ભ્રષ્ટ કઇક વણીક ભીખારી,
લાંછન કુળને લગાડી;

ન્હોતર્યા વિણ નિત જમવાને જાએ,
મુકે અનાડી ઉઘાડી. જુએ. ૭
રાજ્યની આજ્ઞા વિરૂદ્ધ વરતેથી,
આ ભવમાં દુખ દાહાડી;
ધર્મ વિરૂધ વરતેથી ભવોભવ,
પેખીએ નજર ન્હોચાડી. જુએ. ૮
જૈની શ્વેતાંબરી વૈદ્ય જતીજી,
મિથ્યાત્વ રોગ મટાડો;
ઉધરીએ અનીતિ ઉદધીથી,
પૂર્વજ ધર્મ પમાડી. જુએ. ૯
ભીતી તજી ભલી વિદ્યા ભણીને,
પરીશ્રમ પ્રથમ ઉપાડી;
ધર્મ સેવન કરી ધંધે વળગતાં,
લક્ષ્મી થશે નિજ લાડી. જુએ. ૧૦
ઉત્તમ જૈન આચાર જાળવજો,
નીચ વિચાર નસાડી;
શુખ વિલશો કહે શિવસુત કેશવ
બોલનો ઢોલ વગાડી. જુએ. ૧૧

---

## કવિતા ૬ ઠ્ઠી.

**પાવન કરીએ પધારીને આ અબળાનો આવાસ. (એ રાહ)**

ભલે પધાર્યા પ્રતિનીધી સાહેબ, પુરણ પુન્ય નિધાન,
ગણાઓ તમે ઘણા ગુણવાન, જણાઓ જગડુસાહ સમાન;

કર્યું પંડીત વચનામૃત પાન, મળ્યું મહાજન મંડળમાં માન,
માન મુકી આ કોન્ફરન્સનુ કથન ધરોને કાન. ભ. ૧
અહી આવો ઉત્તમ અવસાન, ધ્યાઇએ પરમ ધરમનું ધ્યાન,
જૈનીને ગણો મિત્ર જીવજાન, જ્ઞાનનું દાન કરો ધનવાન;
યશે મશ્કરી કાંઇ ન કરતાં, વિચારીએ મતી માન, ભ. ૨
બિરાજ્યાં સભાપતીને સ્થાન, ઝવેરી માંહી મુકીમ મહાન;
રાય બ્હાદુર બુદ્ધિ બળવાન, એમનો હાલ હુકમ છે માન્ય;
ભાન કરાવે સ્વધર્મનું તજી અંતરનુ અભિમાન. ભ. ૩
કરી ટોડલમલ સમ તતબીર, ભરી આ કોન્ફરન્સ ગંભીર;
નપુસકને ચઢીયું પણ નીર, ધન્ય નર રત્ન વીર રણધીર;
શ્રાધ ગુલાબ સ્પર્શથી પ્રસરે સુગંધી ધર્મ સમીર. ભલે. ૪
જેહ જસ્ટીશ ઓફ઼ધી પીશ, વિચક્ષણ ફકીરચંદ મંત્રીશ,
પરીશ્રમ પુષ્કળ લે નીશદીશ, જમાવો જૈની જસ જગદીશ;
શિવસુત કેશવ કોન્ફરન્સની રસીલી કાવ્ય રચીશ. ૫

---

## જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું ધોરણ અને જિજ્ઞાસુઓને ભેટવાની ભલામણ.

---

સારૂં સારૂં રે સુરત શેહેર મુંબઇ અલબેલી. એ રાગ.

ચાલો ચાલોરે ચતુર નરનાર, મુંબઇ પુર જઇએ;
જ્યાં કોન્ફરન્સ મળનાર, સુખ દુઃખ ત્યાં કહીએ,

ભરતખંડના જૈનબંધુનો, શ્વેતાંબરી સમાજરે;
મળશે ત્યાં દુઃખ ટળશે વળશે, ડુબી ગએલાં ઝાઝ. મું.
દેશ દેશના જૈનબંધુના, સુખ દુઃખ ત્યાં કેહેવાયરે,
સંસારિક ધાર્મિક બાબતના, સર્વ સુધારા થાય. મું.
ગુજરાતી કચ્છી પંજાબી, માહારાષ્ટ્રિ મેવાડીરે,
પુરવી પંડીત દક્ષ સોરઠી, મળશે બહુ મારવાડી. મું.
રાય ઝવેરી દોશી ગાંધી, શ્રેષ્ટિને શાહુકારરે;
દેશ વિદેશી ધર્મ બંધુના, જોજો જઇ દેદાર. મું.
કોન્ફરન્સ મંડપની રચના, ગહન રચિ મનોહારરે,
અમર વિમાન ગયાં આકાશે, દેખી આ દરબાર. મું.
વક્તા મુખથી સ્વાંતી બિંદુ, શ્રોતા લે સુચિ પેરરે;
શિષ્ટ છીપ મુકતાફળ પાકે, દુષ્ટ સાપ મુખ ઝેર. મું.
કોન્ફરન્સ મળિને શું કરશે, શંકા કોઇને થાયરે,
સક્ષેપે કહુ વિષય તેહના, જેથી શંકા જાય. મું.
બાળલગ્ન વારો પરિહારો, કન્યા વિક્રય ચાલરે;
જૈન વિધિ સંસ્કાર લગ્નના, કરજો ગુણિજન હાલ. મું.
ભુંડાં ગાણાં ગીત ફટાંણાં, ગાતાં લાજે જાતરે;
બંધ કરો એનો અપશબ્દો, લાજે માતને તાત. મું.
વરઘોડો તે વરને ઘોડો, જાણે સૌ સંસારરે;
દ્રવ્ય ઘટયું ન ઘટયો આડંબર, એ પડતીનો સાર. મું.
જન્મ્યો તેહ જવાનો નક્કી, રડવું કુટવું ફોકરે,
કર્મ બંધ બંધાય મળે નહીં, તો કરવો શો શોક. મું.
મરણ તણી દિલગીરીમાં, કંઇ મરણ કાયટાં થાયરે;

એ કેવો છે ઉલટ કાયદો, બંધ કરો કરિ ન્યાય. મું.
પુણ્ય ક્ષેત્ર સાતે સંભાળો, શ્રાવક કુળ આચારરે;
જ્ઞાન ક્ષેત્રથી સાત ક્ષેત્રને, ઓળખશો નિરધાર. મું.
તે શ્રુત જ્ઞાન તણા ભંડારો, ઉદ્ધરો શોધિ હાલરે;
ઘણું ગુમાવ્યું શેષ રહ્યું તે, સંભાળો ધરિ વ્હાલ. મું.
ધીમંતો શ્રીમંતો શાણા, શેઠ અને શાહુકારરે,
બે દરદી ન લહે દરદીની, પીડાનો પોકાર. મું.
દિન દુઃખીયા સાધરમી બંધુ, નહીં જેને ઉદ્યોગરે;
ભીખ માગતાં લાજે તેથી, મરવા કરે પ્રયોગ. મું.
છપ્પનીયાએ ધન્યવાનને, નિરધન કર્યા સદાયરે;
રંક થાય રાજા તે રાજા, રંક બને ક્ષણુ માંય. મું.
નિરઉદ્યોગીને દ્યો ઉદ્યમ, અશકત પાળો એમરે,
ફંડ નિરાશ્રીત કરજયો ગુણિજન, સાધરમી સુખ જેમ મું.
વ્યવહારિક ધાર્મિકનું અર્પો, જૈનિ બાળને જ્ઞાનરે,
કેળવણીની શાળા સ્થાપી, દ્યો વિદ્યાનુ દાન. મું.
સ્ત્રી કેળવણી સૌથી ઉત્તમ, સંતતિ ઉપર છાપરે;
જૈન પ્રજાનો ભવિષ્ય સુધારો, થાશે આપો આપ. મું.
જિર્ણ ચૈત્ય સમરાવોને લ્યો, તિર્થોની સંભાળરે;
ઇત્યાદિક હેતુથી વેહેશે, પુણ્ય તણી પરનાળ. મું.
એ સરવે બાબત સમજાશે, કોન્ફરન્સ મોઝારરે;
જૈન કોમની ઉન્નતિ કરવા, આ ભરીયો દરબાર. મું.
વેગે જઇને કોન્ફરન્સને, વધાવજો નર નારરે;
કુસંપ ટાળી કરો ઐક્યતા, જિનસાસન જયકાર. મું.

ધીરવીર ઠઠ્ઠાતું ધાર્યું. સફળ થશે આનંદરે;
જૈનોન્નતિના ગ્રંથ ગુંથશે, રચિ શુભ સાંકળચંદ. મું.

---

# મુનીરાજ શ્રી ભ્રાતૃચંદ્રજીના હિતોપદેશથી સ્થાપન થયેલી શ્રી જૈન સરસ્વતિ સભાએ કોન્ફરન્સને ભેટ મોકલેલી કવિતા.

## સાર્દુલ વિક્રીડીત છંદ.

## મંગલાચરણ.

પ્રારંભે પ્રભુ પાર્શ્વનાથ સમરૂં આપો સદા સંપદા,
જૈનોના સમુદાયનો જય કરી ટાળો બધી આપદા,
આ મગળ મેળાવડો પ્રતિદીને વૃદ્ધિ કરો સર્વદા;
જૈનોની સંસારિ ધાર્મિક સ્થિતી ત્રાતા સુધારો સદા,

## વધાવો.

---

## પાટણના નૃપ નથિ તુજ મોહોલે પદમણી રાણી; એ રાગ

---

જૈની બંધુ કોન્ફરન્સ વધાવો, આનંદનો દીન આજ,
સફળ દીન સફળ ઘડી પળ આજ; ઊગ્યો કંચન વરણો રવિરાજ,
સર્યાં સૌ જૈનિબંધુનાં કાજ, મળ્યો ભારતનો ( શ્વેતાંબર ) જૈન.
સમાજ; જૈનીબંધુ; ૧
કરે નિજ કોમ તણું કલ્યાણ; જીવ્યો જગમાં વિરલા તે જાણ,
કમાયો દોલત એજ માણ, કરે જે ધર્મ બંધુની સાજ; જૈની. ૨

સંપ ત્યાં લક્ષ્મી વસે સદાય; સંપ ત્યાં જંપ સકળ જન ગાય,
રસી બહુ તંતુથી ગુંથાય, બને કંકર કંકરથી પાજ; જૈનીબંધુ. ૩
કાળ દોસે જળ ત્યાં સ્થળ થાય, કોમના ધારા ત્યમ બદલાય,
સુધારા કરો થાય સુખ દાય, કોમ નીજ તરવા કરો ઇલાજ; જૈ૦ ૪
શફળ પુરષાર્થ કરો નીજ નામ, સુધારો ધર્મ અર્થને કામ,
વદે સાંકળચંદ આશિશ આમ, વધારો જૈન કોમની લાજ. જૈની ૫

---

## કોન્ફરન્સનો હેતુ.

( રાણકદેવી ) મંડપ રચ્યો આજ. (૨) એ રાગ
સૌ જૈની બંધુને કાજ, કોન્ફરન્સ ભરી આજ, (૨)
કોનફરન્સ ભરી છે આજે, સંસારિક ધાર્મિક કાજે;
મંગળ વાજીંત્રો વાજે, દિશી બેહેરી થઇ અવાજે,
મળી સરવે જૈન સમાજે, પધારી કરી સાજ, કો૦ ૧

૯ ૫ ૯ ૧
ખંડ બાણુ ભાકિત શશિ વરશે;
વદ ભાદ્ર ત્રયોદશિ દીવશે,
મુંબાઇ બંદરમાં હરશે;
કોન્ફરન્સ ભરી ઉત્કર્ષે,
વકતા મુખ અમૃત વરસે. શ્રોતા લે સાર પીત્રાજ. કો૦ ૨
લઘુ વયના લગ્ન નિવારો,
વિધી જૈન લગ્ન સંસ્કારો;
કન્યા વિક્રય ધીઃકારો,

અપશબ્દ ફટાણા વારો;
વરઘોડો અર્થ વિચારો, એક ઘોડાને વરરાજ, કો૦ ૩
જનમ્યો તે નક્કી જવાનો
તો હર્ષ શોક શો આણો
રડવે કુટવે શું માનો
જે કર્મ બંધ નડવાનો
એ ચાલ બંધ કરવાનો, ઝટ લેવો યોગ્ય ઇલાજ, કો૦ ૪
દેવાદિક દ્રવ્ય સંભાળો;
કંઇ કુમતા જૈની ભાળો,
સાધરમી નિરાશ્રીત પાળો
ઊદ્યમ ધંધામાં વાળો,
તસ ફંડ ખાસ ઊજમાળો, એ ફરજ બજાવો આજ; કો૦ ૫
ભવિજન શ્રુત જ્ઞાન સમાણી,
જગમા વસ્તુ નહીં જાણી;
સ્થાપો શાળા ગુણખાણી,
શ્રુત જ્ઞાન દાન ઘો જ્ઞાની;
નિજ સફળ કરો સુકમાણી, વધારો રૂડી લાજ; કો૦ ૬
અજ્ઞાન તિમીર દુર થાવે,
શુભ જ્ઞાન નેત્ર પરભાવે;
તે જ્ઞાનોદ્ધાર કરાવે.
વળિ જીર્ણ ચૈત્ય સમરાવે;
સંભાળ તીર્થ લે ભાવે, એ પરમ ધરમનાં કાજ; કો૦ ૭
ઇત્યાદીક હેતુ જાણો,

કોન્ફરન્સથી શફળ પ્રમાણો;
પણ ખરી લાગણી આણો,
તો સુધરે કોમ સુજાણો;
કહયું સાંકળચંદનું માનો, તો સંપ કરો સૌ આજ, કો૦ ૮

---

## આભાર.

### [ સુંદીર સામળીયા—એ રાહ. ]

સમાજ જૈન મળીયો, મુંબાઇપુરીમાં આજ;
આજ સુર તરૂ ફળીયો, આનંદનો દિન આજ.—સમાજ
આજ સભાપતિ સ્થાન બીરાજ્યો,
બદ્રીદાસ રાય બહાદુર છાજ્યા;
જૈન વર્ગમાં માનું રાજા,
રાખી જૈન કોમની માઝા,
તરવા જૈન સમાજ. સમાજ જૈન.—૧

જન્મ દીધો કોન્ફરન્સને જેણે;
ગુલાબચંદજી ઢઢ્ઢા એણે:
જૈન બંધુની લાગણી જેને,
ધન્ય વાદ આપો સૌ તેને,
યત્ન ફળ્યો તસ આજ. સમાજ૦—૨

પ્રમુખ કમેટી રીસેપ્સનના,
વીરચંદશા મોટા મનના;
ફકીરચંદ મંત્રી એ ગણુના,
સ્તુતિ પાત્ર ગુણુ એ મહાજનના.
એવા નર વિરલાજ. સમાજ૦—૩

આ મંગળ મહોત્સવમાં જેણે;
તન મન ધન અર્પ્યાં છે એને,
સાધર્મીની ભકિત જેને,
અભિવંદન કરીએ સૌ તેને,
જસ મન કોમની લાજ. સમાજ૦—૩
આજ પધારી ભવિજન વૃંદે,
આભારી કરી જીન પદ વંદે;
કોન્ફરન્સ ભેટી આનંદે,
સભા સરસ્વતિ સાંકળચંદે,
જય બોલો જીનરાજ. સમાજ૦—૫

---

## આશિર્વાદ.

### દોહરા.

રાજનગરમાં રાજતી, સભાસરસ્વતિ જેહ;
કવિતા પુષ્પ વધાવતી, કોન્ફરન્સને તેહ. ૧
કોન્ફરન્સ જૈનો તણી, વધો વૃક્ષ વડ જેમ;
તપો તેજ આદિત્ય સમ, સદા શાંતિ શશિ એમ. ૨
સકળ જૈની બંધુ મળી, કરો ઐકયતા આજ;
સાંસારિક ધાર્મિક સ્થિતિ, સુધરે જૈન સમાજ. ૩

રચનાર.

**સાંકળચંદ પીતાંબરદાસ શાહ.**

અમદાવાદ રાયપુર સામળાની પોળ.

રચનાર જૈનસેવક ( ભોજક ) ગિરધરલાલ હેમચંદ.
પાટણ હાલ માણુસા શ્રી રવીસાગરજી જૈનશાળા.

## શ્રી જૈન કોન્ફરન્સ વિષે પદ્ય.

### રાગ સિંધુડો.

રંગ રણ રંગ મંગળ હુઆ અતિ ઘણા. (કડખો.)
"ૐनमस्तीर्थपद" પ્રથમ પ્રારંભતાં,
સકલ મંગલ વિષે શ્રેષ્ટ ભાસે;
મન વચન કાય શુદ્ધિ કરી સ્મરણુથી,
ઇષ્ટ સુખ સર્વ ઝટ જાય પ્રકાશે. ૧
જાગજો જાગજો જૈનિઓ જાગજો, } એ ટેક
અંગથી ઉંઘ આળસ (પ્રમાદ) ઉડાડો; }
સ્થિર કરી ચિત્ત સુવિવેક જે સાંભળ્યો,
સુગુરૂ ઉપદેશ તે સમર્થ કાઢો. જા. ૨
જાણુવા યોગ્ય જે તત્વ તે જાણીને,
હેયને દુર કરવાજ મચવું;
જે ઉપાદેય તે ભાવથી સેવવું,
એજ સાર્થક મનુષ્યત્વ રચવું. જા. ૩
"જૈન કોન્ફરન્સ" ની મુદ્દત છે ઢુંકડી,
યોગ્યતાથી કરોને તૈયારી;
શકિતનો યોગ્ય ઉપયોગ છે આ સમે,
સ્વપરને લાભ એથીજ ભારી. જા. ૪
જૈન શાસન તણું સૈન્ય સુણ્યું સુગુરૂથી,

વર્ણવે પાર તેનો ન આવે;
ધર્મગુરૂ સૂરી રાજા વળી મુનિવરા,
જે જિનાજ્ઞાથિ શાસન દીપાવે. જા. ૫
માનવંતા અમલદાર તો મુખ્ય તે,
(વળી) તાસ અનુયાયે જે શ્રાદ્ધ ધર્મિ;
સુગુણ એકવીશથી જે અધિક શોભતા,
પણ નહી ક્ષુદ્ર કે કલીષ્ટ કર્મિ. જા. ૬
તે ચતુર્માસમાં ધર્મ ઉન્નતિ થવા,
મોહમયિ નગરીમાં આવી મળશે;
દીર્ઘ દૃષ્ટિ વડે લાભ દાયક ઘણો,
કાર્યની વાત બહુધા નિકળશે, જા. ૭
કૈક વિદ્વાનની વિદ્વતા ઝળકશે,
સૈન્યમાં જેમ સમશેર ખુલ્લી;
કુમતને કાપવા સત્ય મત થાપવા,
જે સુવિદ્વાન કોઇ કાળ ભૂલી. જા. ૮
બુદ્ધિ બળ અસરકારક કરી ભાષણો,
બાણુની જેમ સહુ ચિત્ત વિધી;
શલ્ય કૂમાર્ગનો સઘ ત્રૂટે પછી,
નીતિની સડક આવે જ સીધી જા. ૯
સહન શીલતા સહુ શેઠીયા રાખશે,
ઢાલ ઘેગી કદી દુઃખ નં લાગે;
ધૈર્ય ધારણ કરી ન્યાય શુભ ખડગથી,
ખેલતાં દુષ્ટ મત દૂર ભાગે. જા. ૧૦

ત્રિવિધના તાપને તોડવા તોપ સમ,
ઐક્યતા અધિક પુન્યેજ આવે;
જ્ઞાન ગોળાવડે સૈન્ય દુર્બોધનું,
પલકમાં પાર કરવા ઉડાવે. જાય. ૧૧
સુયશ જૈનોન્નતીથી વધે તેજ શુભ.
વિવિધ વાજિંત્રથી ગગન ગાજે
જૈન શૂરવીર જે સુભટ તે તેજને,
જોઈ કુમાર્ગિ થઇ દીન લાજે. જા. ૧૨
શુદ્ધ જયશ્રીનો વરમાળ સુસ્નેહથી,
જૈન બન્ધુ સુબુદ્ધિથી વરશે;
જૈન એ નામ સાર્થક કરી દસ દિસી,
જેહની વિમળ કીર્ત્તિ પ્રસરશે. જા. ૧૩
રક્ષકો જૈનશાસન તણા જે વળી,
દેવ દેવી સુપ્રસન્ન થઇને;
વિઘ્ન વિદારીને સૌખ્યનો શ્રેણીમાં,
સ્હાય થાશો સહિ હેત દઇને. જા. ૧૪
સંપ લક્ષ્મી ધૃતિ કીર્ત્તિ કાન્તિ વધે,
સિદ્ધિદાયી શુચિ ધર્મ બુદ્ધિ;
શુદ્ધ સ્યાદ્વાદની વૃદ્ધિ સત્શાસ્ત્રની,
સર્વમાં શ્રેષ્ટતા થાય શુદ્ધિ, જા. ૧૫
ધન્ય છો ધન્ય નરરત્ન ઢઢ્ઢા તમો,
પ્રબલ સુપ્રયત્નથી કાર્ય કીધું;
પરમ વીતરાગના માર્ગને ઓળખી,

સ્વપરહિત કાજ સર્વસ્વ દીધું. જા. ૧૬
અનુપ આ તક તણો લાભ લ્યો સૌ મળી,
સઘ થાયે હવે જો સુધારો;
જૈન શેવકપણું યોગ્ય થાવા થકી,
જૈન ઉન્નતિ તણો અતિ વધારો. જા. ૧૭
હાનીકારક બધાં વિઘ્ન ટળે વેગળાં,
સકલ મંગળથી શુભ કાર્ય સારે;
શ્રી જિનાજ્ઞા સહિત સંઘની દૃષ્ટિથી,
ઇષ્ટ (નિત્ય) સુખ શ્રી સઘ ગિરધર સુધારે. ૧૮

---

## જૈન બાળાઓને ગાવાનાં ગીત.

### ગીત ૧ લું.

**અમે ઇશ્વર માગીએ એટલું. એ રાહ.**

સુરજ ઉદય થયા પ્હેલું ઉઠવું.
નિરમળ મનથી ગણી નવકાર, સુબોધ આ સાંભળો.
કહ્યું કરવું પોતાના મા બાપનું,
પગે લાગીને સર્વે પ્રકાર, સુબોધ આ સાંભળો ટેક.
દેહેરે જઇ જીન રાજ જુહારી,
મુકી આગળ ચોખા બદામ, સુ૦ ૧
વિનયે વિનતી કરી વીતરાગની,
કરીએ પાવન મનથી પ્રણામ. સુ૦ ૨
ઘેર આવી પછી પાઠ ગોખવો,
લખી અક્ષર શીખવા આંક. સુ૦
નિત નેહે જઇને નિશાળમાં,
ભણવું ગુરૂજી કાઢે નહી વાંક; સુ૦ ૩

પાટી પોથીને પગ ન અડાડીએ,
નહી ઘાલીએ મુખ માંહી પેન. સું૦
વળી અક્ષર થુંકે ન છેકીએ,
નહી લુગડાં બગાડીએ બેન. સું૦ ૪
કજીઆ કોઇથી કદી કરીએ નહીં,
સદા રાખીએ મોટાનું માન; સું૦
પરની ચીજ પડી ન ઉપાડીએ,
તજીએ ટેવ નઠારી તોફાન. સું૦ ૫
જાણો જે જે ઉછાંછળી છોડીઓ,
તેનો સંગ ન કરીએ સુજાણ; સું૦
ભાઇ વગર અવર પર છોકરા,
એની જોડે રમે જસ હાણ. સું૦ ૬
મ્હેણું કોઇને કદી નહી મારવું,
મીઠું બોલો વધે જેમ વહાલ, સું૦
શીખ માની સદા સુખીયાં થશો;
કહે શિવ સુત કેશવલાલ, સું૦ ૭

---

## ગીત ૨ જું.

### મોહી રહ્યો છું મંદ હાસ્યમાં ( એ રાગ. )

પતિને આનંદ અતિ આપતી, સતિની કૃતિ પતિને આનંદ અતી આપતી
ઘરની સ્થિતિ નિરખીને વિવેકથી નિભાવતી
દુખડું દેખી દીલ નથી ડગાવતી;—સતીની.
સરસ રાંધી રસવતી સતી પતી જમાડતી.
મંદ મંદ હસીને હસાવતી—સતીની૦ ૧
આકરો સ્વભાવ સાસુ નણંદનો સંભાળતી,

કામથી નથી કદી કંટાળતી.—સતીની૦

ચીજ રકમ ઘરની ધરીત સ્થાનકે ઠરાવતી.
સ્વચ્છતાથી આંગણું શોભાવતી.—સતીની૦ ૨

કુથલી કરી નકામો વખત નથી કાઢતી;
ક્રોધથી બોલી નથી બગાડતી,—સતીની૦

માન વીના માનવીને માનથી બોલાવતી.
સુજસ નાત જાતમાં જમાવતી—સતીની૦ ૩

સૂમતિ સમર્પે સદા સંતતી સુધારતી,

હેત સગાં વ્હાલાથી વધારતી.—સતીની૦
ઉત્તમ આભરણ સદાચરણથી શોભાવતી,
આજ્ઞા પતિની સાંત ઉઠાવતી—સતીની૦ ૪
સ્નેહ જળે આપ તાપ સ્વામીના સમાવતી,

મધુર વચન મોતીડે વધાવતી;—સતીની૦
શિખ **શિવસુત કેશવની** સદા સ્વીકારતી,

સર્વ વાતે સ્વામીની સમારતી.—સતીની૦ ૫

---

## ગીત ૩ જું.

**વારી પ્રભુ દશમા શીતળનાથ—એ રાહ.**

સજની સદ્દગુણના શણગાર સજીને શોભીએરે લોલ,
નિર્લજ નફટ કપટ કરનાર કને નવ થોભીએરે લોલ;
નિર્મળ સમતા ગંગ તરંગ વિશે નિત ન્હાઇએરે લોલ,
સદગુરૂ બોધ સુગંધી અંગ ઉમંગે વાઇએરે લોલ. ૧

ઉત્તમ કુળ મરજાદા અંબર પ્હેરી પ્રીતિએરે લોલ,
તજીએ અવગુણ અલીક આડંબર રહીએ રીતીએરે લોલ;
કરી નીતિ કુંકુંમ તીલક કપાળ વિશાળ દીપાવીએરે લોલ,

ભગવત ભકિત ભમર વીચાર કે આડ ઓપાવીએરે લોલ. ૨
લજજા અંજન આંજો આંખ, જગત જસ જામવારે લોલ;
રાખો મુકિત રતન અભિલાખ, પ્રભુ પદ પામવારે લોલ,
હીત સત્ય મધુર વચન તંબોળથી, વદન વિભૂષીએરે લોલ,
રાખી પ્રભુપદ ચિત્ત રંગ ઓળ પાતકને પીસીએરે લોલ. ૩
સજી કરદાન મણી કંકણ કુગવટ નવ ચુકીએરે લોલ,
પ્હેરી પ્રભુ આજ્ઞા ઝાંઝર ઝટ પગ પછી મૂકીએરે લોલ;
વિદ્યા હુન્નર હીરલા હાર હરણી હૈયે ધરોરે લોલ;
ભણી જીન પ્રકરણ વિવિધ પ્રકાર તમે કંઠે કરોરે લોલ ૪
શ્રદ્ધા શ્રેષ્ટ સુઆળવાળ સરસ સુધારીએરે લોલ;
ગુથી જીન ગુણ કુસુમની માળ કચુકો ઉર ધારીએરે લોલ.
શ્રી જીન ગુણ ગુલબાસ ગુલાબ સુવાસ સદા ગ્રહોરેરે,
લાયક જે સમકીત છલકાબ, લલીત લલના લહોરે. ૫
સઉ ઉપર પુત્રી સમ સ્નેહ ડાહીબાઇ[1] ધરેરે લોલ,
આપી સુગુણ આભૂષણ એહ સાસરવાસો કરેરે લોલ;
સજશે આ શણગાર અખંડ એ ગીતણુ એહનુ રે લોલ,
શિવ સુત કેશવ પુન્ય પ્રચંડ એછે તેહનુરે લોલ. ૬

---

## અમે ઇશ્વર માગીએ એટલું. એ રાગ.

વર અલબેલા પરણુવા ઉલટ્યા, સારા સારા સજી શણગાર,
જીઆવરને જોઇ રહી—એ ટેક.
કંઠા મણીઓ માણુકના છે કંઠમાં,
હીરા મોતીના નવસરા હાર. જીઆ૦ ૧
હીરા પાનાં માણુક જડી હેમમાં,

---

૧ શેઠ વીરચંદભાઇ સો. આઇ. ઇ. જે. પી. નાં ધર્મપત્નિ

શીર પેચ બાંધ્યો શોભે શીર. જીઆ૦
ખરાં મોતીની કલગી ખોશી ખરી,
જાણે ટોડમલ છે વજીર. જીઆ૦ ૨
કેડે હેમ કંદોરો હીરે જડયો,
નંગ જડીત્ર કુંડળ પ્હેરયાં કાન. જીઆ૦
જરી જામો જુઓ પ્હેર્યો ઝગમગે,
ફોફળ શ્રીફળ પોસમાં પાન. જીઆ૦ ૩
લટકે મોતી લીલમ તણાં ઝુમખાં,
કસબી મોતી તોરાવાળી પાગ. જીઆ૦
લળી ફુળ લલના લેછે લુછણાં,
જનની જનકને હર્ષ અથાગ. જીઆ૦ ૪
પોંચે પોંચીઓ પાનાની પ્હેરીયો,
બાજુબધને બેરખા બાંધ્ય. જીઆ૦
સાચા કસબની મોજડી શોભતી,
પ્હેરી પેગડામાં ઘાલ્યો પાય. જીઆ૦ ૧
પછી અશ્વ ઘરાની ઉપર ચઢયા,
વિંઝે ચામર વિંઝણા વાય. જીઆ૦
ગોરા ગાલે માસો કરયો મેશનો,
જેથી નવસા નહી નજરાય. જીઆ૦ ૫
ન્હવણું કરતાં અત્તર ચોળ્યું અંગમાં,
પ્રસરી તેની સુવાસ ચોપાસ; જીઆ૦
બીડી પાન સોપારીને એલચી,
મેળી મૃગમદથી મુખવાસ. જીઆ૦ ૭
મ્હોટુ મ્હાજન સાજનમાં મળ્યું;
સાથે આવ્યા સાહેબ સરદાર. જીઆ૦

નાણાવટીને નગરશેઠ નરણીઆ,
આવ્યા રાજ અમલ કરનાર. જીઆ૦ ૮

હેમ હોદ્દા સહીત હાથી હીંડતા,
રથ પાલખીનો નહીં પાર; જીઆ૦

પોલીસ પ્યાદલને આવી પાયગા,
શોભે સાંબેલા શક્ર કુમાર. જીઆ૦ ૯

વાગે ભેરી ભુંગળ ભલી ભાતથી,
વાગે સહસ્ત્ર ગમે શરણાઇ જીઆ૦

વાજાં વાગે વિલાયતી રાગમાં,
સુંદર પુસ્પની વાડી લુટાય. જીઆ૦ ૧૦

આવ્યો વરઘોડો સખીઓ મુખે શુણી,
જોવા કન્યા ઝરૂખામાં જાય; જીઆ૦

કહે શિવસુત કેશવ સ્નેહથી,
સુખ પામજો સંપી સદાય. જીઆ૦ ૧૧

## પાંખતી વખત ગાવામાં ગીત.

વેવાણ ઉઠોને આટલું ઉઘવું શું? તમે ચતુરસુજાણ છો શીખવું શું?
વર તોરણ આવીને ઉભા રહ્યા, અમે થાકી ગયાં પગ થંભ થયા. ૧
ગઇ છાંટી છબીલી તંબોળ વળી, પુંખવાની સામગ્રી સજી સઘળી;
નાકે વાળી મોતીની હીરે જડી છે, માથે મોડ કસુંબલ ચુંદડી છે. ૨
સરવે પુંખણાં સોવન થાળ ધરી, મુકી કનક કંકાવટી કંકુ ભરી;
વળી અક્ષત સ્વેત અખંડ લઇ, પુંખવાને જમાઈ તૈયાર થઇ. ૩
ધુંસળ મુસળને રવૈયા થકી, પુંખે નાકને તીરથી નરશા નકી;
ઘડી પીંડી સરૈયા ઉતારી અહી, નાંખો ચાર દીશાએ આનંદ લહી. ૪
કંકુ તિલક કરી ચોખી ચોઢે ખરે, ગણી સુત સરખો નાક સાહ્ય કરે;
પછી સંપુટ ઉપર પાય ધરે, ગાવા શિવસુત કેશવ ગીત કરે. ૫

# ચોરીમાં ગાવાનું ગીત.

રામ લક્ષમણ વન સધાવતાં, એ રાગ.

ચોરી રચના કરી રૂડી ચોકમાં,
બેઠા વરવહુ સુરજ સનમુખ;
મલકાવતાં મુખ મંગળ ફેરા ફેરવે. એ ટેક
વધુ વામ દીશાએ વિરાજીઆં,
જમણી બાજુએ જોઇને જમાઇ;
સાસુ હરખાઇ. મંગળ. ૧
સદાચરણી વિદ્યાનિધી વરવહુ,
રૂપે રતી રતી પતીના સમાન;
કે રાધિકા કાન. મંગળ.
પ્રેમે ચક્ષુ પરસ્પર મેળવી,
પછી મનનો કરીને મેળાપ;
થયાં એક આપ. મગળ ૨
ચોરી વચ્ચે વેદીકા ઉપર વળી;
અગ્નિ પ્રગટ કરે કુળ ગોર,
રાખી ઘંત જોર; મંગળ.
ડાંગર સહીત રૂપાની પરાતમાં,
જળની ઝારી કંકાવટી જોઇ;
સરવ રાખી સોઇ. મંગળ. ૩
સુંદર શાળની નવ ઢગલી કરી,
મુકે મ્હોર સોપારી સુજાણ;
ગ્રહોને પ્રમાણ; મંગળ.
સુર્યાદીક નવ ગ્રહનું પુજન કરે,
વર કન્યા સદા સુખી થાય;

ગોરી ગીત ગાય. મંગળ. ૪
વરી આપે ખોબામાં ખુશી થઇ,
વરવહુને કુમારીકા વીર;
સુપડુ રાખી શીર, મંગળ.
ચાર વાર વહુનીને વધાવતાં,
કરે વેદીઆ મંત્ર ઉચ્ચાર;
એ છે અધીકાર. મંગળ. ૫
પાણીગ્રહણ કરી પછી પરણતાં,
સાક્ષી પંચ સગાને સજ્જન;
પ્રશન વદન, મંગળ.
વરત્યા વિવાહમાં વડીલ વિચારથી,
કુળ વંશ પરંપરા રીત;
વાવરીયુ છે વીત મંગળ. ૬
વરત્યું પહેલું મંગળ વડા વ્હાલથી,
કરે દંપતી કોલ કરાર;
પુરણ બાંધે પ્યાર, મંગળ.
સોગન ખાઇને કન્યા કહે છે કંથને,
સદા પતિનો ધર્મ પાળીશ;
કહેશો તે કરીશ. મંગળ. ૭
શુભ ચિંતવીને સહુ કાજમાં,
સ્હાય કરીશ હું સર્વ પ્રકાર;
સુધરવા સંસાર. મંગળ.
પછી પ્રેમે પ્રતિજ્ઞા પતિ કરે;
પત્નિ પાળીશ પ્રાણ સમાન,
વધારીશ માન. મંગળ. ૮
બીજુ મંગળ વરતતાં વરવહુ,

કર મેળવીને આપે કોલ;
પાછુ બોલે બોલ; મંગળ.
કોડે વચમાં કરયા કુળ દેવતા,
બાંધ્યો દુધ પાણી સમ પ્રેમ;
હીરો જડયો હેમ. મંગળ. ૯
વળી ત્રીજું મંગળ એમ વરતીયું,
રાખી ચંદ્ર સુરજ તણી સાખ,
ઉત્તમ અભિલાખ; મંગળ.
ચોખા ચિત્તથી ચોથું મંગળ વરતીયું,
જેના સાક્ષી છે શ્રી જગદીશ;
આ ઉમિયાં ને ઇશ. મંગળ. ૧૦
જોડું અખંડ જુગો જુગ જીવજો,
જૈનાચાર સાચવજો જરૂર;
ઉમંગથી ઉર. મંગળ.
સુખ પુત્ર કળત્રનું પામજો,
કરે શિવસુત કેશવ પાસ;
વિદ્યાનો અભ્યાસ. મંગળ. ૧૧

---

**મ્હેરી ચોળી લટકા મટકા કરતા આવ્યા. (એ રાહ.)**

જૈન શ્વેતાંબર કોન્ફરન્સ આમંત્રણ આવે;
પ્રતિનીધીઓ સૌ પ્રેમ સહીત આસન શોભાવે.
વિદ્વાન વિચાર જણાવે, સમજી સમજે સમજાવે,
મિથ્યા મમતને મુકાવે-જૈન શ્વેતાંબર—
ઉત્તમ મત મળતા આવે, કાવ્ય શિવસુત કેશવ ગુણ ગાવે;
અધીકા ઉમળકા આવે, મોતીના સમાણાં વચનોથી વધાવે,

**સમાપ્ત.**